પરમપદમાં જ સ્થિર થઈ રહીશ. તો જે અત્યંત શૂન્ય હોય અને જે શબ્દ આદિ પાંચ બાહ્ય વિષયો અનુભવમાં જ આવે નહિ. એવો કયો પ્રદેશ હશે? જંગલો, જળાશયો, મેઘો અને સિંહ—વ્યાઘ્ર આદિ પ્રાણીઓના સમૂહો, જે વિક્ષેપ કરવામાં હેતુરૂપ એવા શબ્દો વડે કોલાહલવાળા છે. તેમનાથી વ્યાકુળ થયેલા અને ક્ષોભને પામેલા પર્વતો બીજાંઓનાં ચિત્તને પણ ક્ષોભ ઉત્પન્ન કરે છે. આથી મને તેઓ શત્રુના જેવા પ્રતિકૂળ જ લાગે છે. નાના પ્રકારના પર્વતોની અંદરના પ્રદેશો ભીલ આદિ લોક વડે વીંટાયેલા છે અને તેઓ બધા વિષયોરૂપી સર્પો વડે દૂષિત છે; આથી તેઓ મને ઝેર જેવા લાગે છે; નગરો જેમ વિવિધ પ્રકારના આરંભો વડે ક્ષોભવાળાં થયેલાં નગરજનોથી ભરેલાં હોય છે, તેમ જળભર્યા સાગરો પણ વિવિધ પ્રકારના આરંભો વડે ક્ષોભવાળાં થયેલાં જળચર પ્રાણીઓથી ભરપૂર હોય છે, પર્વતોના અને સમુદ્રના તટો, લોકપાલોનાં નગરો, પર્વતોનાં શિખરો અને પાતાળની અંદરના પ્રદેશો–એ સર્વ પ્રાણીઓથી ઊભરાય છે. પર્વતોની ગુફાઓ પણ પવનના શબ્દો વડે ગાયન કરે છે, લતાઓરૂપી હસ્ત વડે નૃત્ય કરે છે, પુષ્પોરૂપી હાસ્ય વડે હસે છે અને તેના અંદરના પ્રદેશો સિંહ–સર્પ આદિ અંદર ભરાઈ રહેલા હોવાથી ગહનતાવાળા છે. મૌન ધારણ કરી રહેલાં માછલાંઓનો અને સ્નાન કરવા આવેલા ઋષિઓનો સ્પર્શ થવાથી જેમાં કમળનાળો કંપી રહી છે અને તેથી જેનાં કમળો ચંચળ થયાં છે, તે મોટાં મોટાં તળાવો પણ જળની ઘુમરડીઓથી ગાજી રહ્યાં છે. આથી તેઓ પણ મને વિરસ જ લાગે છે. પવનનો સ્પર્શ થતાં ઊંચે ઊડેલાં ઘાસ અને રજરૂપી પતાકાને ધારણ કરી રહેલી ઝરણાંવાળી પૃથ્વી પણ પવનના સુસવાટા વડે શબ્દવાળી છે, તેથી ત્યાં પણ વિક્ષેપનિવારણ થઈ શકે તેવું નથી. આમ અવશેષ રહેલું આકાશ જ ચારે બાજુ શૂન્યતાવાળું છે, તો તેના કોઈ છેટેના ખૂણામાં ઉત્તમ યોગની યુક્તિનો આશ્રય કરી હું સ્થિર રહું. આકાશના કોઈ એક ખૂણામાં હું પોતાની કલ્પના વડે એક પર્ણકૂટી કલ્પી લઉં અને કશી વાસના રાખ્યા વિના હું તેની અંદર વજના ગર્ભ જેવો થઈને રહું.' આવો વિચાર કરી હું જ્યાં તલવારના જેવા નિર્મળ આકાશમાં ગયો, ત્યાં એ આકાશનો અંદરનો ભાગ પણ મને હજારો વિક્ષેપના હેતુઓ વડે વ્યાપ્ત જણાયો. એ આકાશની અંદર કોઈ ઠેકાણે મેં સિદ્ધોના ગણોને ઘૂમતા જોયા, કોઈક ઠેકાણે મેં મેઘોને ગર્જના કરતા દીઠા, કોઈક જગ્યાએ મેં વિદ્યાધરોની સ્થિતિ જોઈ અને કોઈક ઠેકાણે મેં યક્ષોનાં ધામ જોયાં. કોઈક ઠેકાણે ભમતાં ( ગંધર્વ, યક્ષ આદિનાં ) ઉત્તમ નગરો મારા જોવામાં આવ્યાં, કોઈક જગ્યાએ દેવદાનવ આદિનું યુદ્ધ મારા જોવામાં આવ્યું, કોઈક ઠેકાણે મેં વરસતા મેઘો દીઠા અને કોઈક ઠેકાણે ભયંકર આચરણવાળી યોનિઓ મારા જોવામાં આવી, કોઈક ઠેકાણે મેં પાસે રહેલાં દૈત્યોનાં પુરો સાથેનાં ગંધર્વોવાળાં દેવનગરોને ઊડતાં જોયાં. કોઈક ઠેકાણે ભ્રમણ કરતા ગ્રહગણો મારા જોવામાં આવ્યા અને કોઈક ઠેકાણે મેં તારાઓને દીઠા. આકાશની અંદર કોઈક જગ્યાએ પક્ષીઓનો સમૂહ મારા જોવામાં આવ્યો, કોઈ એક જગ્યામાં કોપ પામેલા મહાપ્રચંડ પવનને મેં જોયો, કોઈ એક ઠેકાણે બીજા અનેક ઉત્પાતો મારા જોવામાં આવ્યા અને કોઈ એક જગ્યાએ મેઘ આદિનાં મંડળોની શોભા મેં દીઠી. કોઈક ઠેકાણે પૂર્વે કોઈ દિવસ ન દીઠેલા એવા અપૂર્વ આકારવાળા પિશાચોના સમૂહો મારા જોવામાં આવ્યા, કોઈક સ્થળે અનેક નગરોના સમૂહો મેં દીઠા, કોઈક ઠેકાણે એ આકાશને મેં સૂર્યનારાયણના રથથી ઘેરાયેલું દીઠું અને કોઈક ઠેકાણે મેં બીજા ચંદ્ર આદિ ગ્રહોના રથોનો સંચાર પણ જોયો. કોઈક ઠેકાણે મેં સૂર્યનારાયણના દાહથી પ્રાણીઓનું મરણ થાય એવું જોયું, તો કોઈક ઠેકાણે મેં ચંદ્રમાની અત્યંત શીતળતા જોઈ. એ આકાશની અંદરના કોઈ એક ભાગને

મેં ભૂતપ્રેત આદિ ક્ષુદ્ર પ્રાણીઓ વડે મહાભયંકર દીઠો. એનો કોઈક પ્રદેશ તો અગ્નિની ઉષ્ણતા વડે મને દુર્ગમ જણાયો. એ આકાશની અંદર કોઈક જગ્યાએ મેં વેતાલોને ખડા થઈ રહેલા દીઠા, કોઈ એક જગ્યાએ મેં ગરુડ પક્ષીનો સંચાર જોયો, કોઈક ઠેકાણે પ્રલય કરનારો પ્રચંડ વરસાદ મારા દીઠામાં આવ્યો અને કોઈ એક જગ્યાએ તો મેં પ્રલયકારી પ્રચંડ પવનને જોયો. પછી પ્રાણીઓના સમૂહવાળા એ આકાશના પ્રદેશોને છોડી હું બહુ જ છેટે ચાલ્યો ગયો અને અત્યંત વિસ્તરેલા એક શૂન્ય તથા એકાંત પ્રદેશમાં પહોંચ્યો. તે પ્રદેશમાં પવન અતિશય મંદ હતો અને સ્વપ્નમાં પણ તેમાં કોઈ પ્રાણી જોવામાં આવે એમ નહોતું. તે શુભાશુભ ચિહ્નોથી રહિત હતો. સંસારીઓ માટે તે અગમ્ય છે, એમ તમે સમજી લો. પછી ત્યાં ખુલ્લાં દ્વારવાળી ઘાટી ભીંતો વડે મજબૂત, કમળોની કળીઓ વડે સુશોભિત, ઘણુ નામનાં જીવડાંઓએ કોલી ખાવાથી છિદ્રવાળા થયેલા પૂર્ણચંદ્રબિંબના અંદરના ભાગના જેવી રમણીય, અતિ સુગંધી કમળો, ડોલરનાં પુષ્પો અને મંદારનાં પુષ્પોની શોભા વડે તથા કળીઓ વડે મનોહર લાગતી એક કોટડી મેં સત્યસંકલ્પ વડે રચી લીધી. તેને વિષે મેં ચિત્ત વડે પ્રાણીમાત્રથી અગમ્યપણું કલ્પી લીધું. પછી સર્વ પ્રાણીઓ વડે અગમ્ય એવા તે પ્રદેશમાં હું નિર્વિકલ્પ સમાધિમાં સ્થિર થઈ રહ્યો. ત્યારે મેં પદ્માસન વાળ્યું હતું. ચિત્ત શાંત રાખ્યું હતું. પરમ મૌન ધારણ કર્યું હતું અને સેંકડો વરસ પછી સમાધિમાંથી ઊઠીશ, એવો નિર્ણય કર્યો હતો. વળી હું કેમ જાણે આકાશમાંથી જ રચાયો હોઉં તેવો આકાશની પેઠે સ્વસ્થ અને નિર્વિકાર થઈ રહ્યો હતો, સર્વ બાબતમાં સમાન રહ્યો હતો અને કેમ જાણે નિદ્રારૂપ મુદ્રાને પ્રાપ્ત થઈ ગયો હતો. હે શાંતિમાન રામચંદ્રજી ! ચિત્ત ઘણા લાંબા કાળ સુધી જે વિષયનું અનુસંધાન રાખે છે, તે ક્ષણવારમાં જ તેના જોવામાં આવે છે. પછી ઘણે લાંબે કાળે સેંકડો વર્ષને અંતે જ્યારે મારું ચિત્ત આશાની પેઠે અને પવનની પેઠે ફેલાયું, ત્યારે કોઈ એક કાળે જાગ્રત થવામાં નિમિત્તરૂપ એવું કર્મ મારા હૃદયરૂપી ક્ષેત્રની અંદર વિકાસને પ્રાપ્ત થઈ જઈ ચારેબાજુ હૃદયદેશમાં ફેલાઈ ગયું. એટલે જેમ શિશિરઋતુમાં ક્ષીણગાત્ર થઈ ગયેલા વૃક્ષનો રસ ચૈત્ર માસમાં પાછો સતેજ થઈ જાય છે, તેમ મારો જીવ પણ સતેજ થઈ ગયો અને તેની સ્ફૂર્તિ પણ સચેત થઈ ગઈ. એ સમાધિમાં મારાં સેંકડો વર્ષે એક પલકારાની પેઠે વીતી ગયાં; કેમ કે એકાગ્ર ચિત્તવાળા પુરુષને કાળની ઘણી લાંબી ગતિ પણ અતિ ટૂંકી લાગે છે. જેમ પલ્લવ આદિને પુષ્ટિ મળવામાં હેતુરૂપ અને હર્ષના નિમિત્તરૂપ એવો વસંતઋતુમાં પેદા થયેલો વૃક્ષનો અંદરનો રસ પુષ્પરૂપે વિકાસને પ્રાપ્ત થાય છે, તેમ મારો જ્ઞાનેન્દ્રિયનો ક્રમ પણ પછી બહાર જઈ વિકાસને ( ફેલાવાને ) પ્રાપ્ત થવા લાગ્યો. હવે પાંચ પ્રાણવાયુઓ અને ઇન્દ્રિયો વડે યુક્ત થઈ રહેલા તથા જીવચૈતન્યનો આવિર્ભાવ થવાથી સ્ફૂર્તિમાન થઈ રહેલા દેહને હું ( સુષુમ્ણા દ્વારા બ્રહ્મરંધ્રમાંથી ) પ્રાપ્ત થયો છું. એમ જાણવામાં આવતાં, ઇચ્છારૂપી પિશાચીએ આલિંગન કરાયેલો અહંકારરૂપી પિશાચ કોણ જાણે ક્યાંથી મારી પાસે આવીને ખડો થઈ ગયો ! જાણે ઊંચાં વૃક્ષોને પણ નમાવી દેનારો પવન કોઈ ઉગ્ર શાલ્મલિ આદિ વૃક્ષને પ્રાપ્ત થયો. ૧—૪૩

**मां प्राणपूरितमुपागतसंविदं शमभ्यागतं त्वहमिति प्रसृतः पिशाचः । इच्छांगनाविगलितोऽथ कुतोऽपि सद्यः प्रोन्नामसन्नमनवायुरिवोग्रवृक्षम् ॥**

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણપ્રકરણના ઉત્તરાર્ધનો 'પાષાણાખ્યાન' નામનો સર્ગ ૫૬ મો સમાપ્ત